# બાળગીત



—: પ્રકાશક :—

ગોકળદાસ કુબેરદાસ મહેતા

ઢાલની પોળ-અમદાવાદ

કિંમત એક આનો



# બાળગીત

## ૧

## મંગળનામ

ગાઉં મંગળ નામ,
    પ્રભુજી ! ગાઉં મંગળ નામ.

મંગળકા [illegible] મારૂં,
    સુખ [illegible]નુ ધામ—પ્રભુજી

નમન કરીને ચિંતન કરતાં,
    થાય મને આરામ—પ્રભુજી

ધ્રુવ, મીરાં, પ્રહલાદે ગાયું,
    ઠરીને બેઠા ઠામ—પ્રભુજી

હરનિશ જાપ જપું જગજીવન,
    થાએ રૂડાં કામ—પ્રભુજી

ચુનીલાલ

૨

## પ્રાર્થના

હે પ્રભુ ! તારી કુદરત ન્યારી,
અદ્‌ભુત રચના, લીલા સારી—હે પ્રભુ
ઝાડ, પા’ડ, વન ઉપવન ભારી,
રણુવગડા ભૂમિ રઢીઆળી.
સરવર, સરિતા જો સુખકારી,
નિર્મળ જળ સ્થળ શોભા સારી—હે પ્રભુ
શીતળ મંદ સુગંધ પ્રસારી,
પવન રહ્યો ઝૂલાવી ડાળી.
મેના પોપટ કોયલ કાળી,
મધુર મધુર ટહુકા કરનારી—હે પ્રભુ
મરુત મેઘમંડળની હેલી,
વીજ કરતી ચમકારા પેલી.
ઝરમર ઝરમર વરસે વારિ,
ઇંદ્રધનુષ્યની છે બલિહારી—હે પ્રભુ

૩

## ગુજરાતમાત.

અમ જન્મ ને જીવન હો, **ગુજરાત માત** ચરણે;
તપસિદ્ધિ પૂર્વ પુણ્ય હો, ગુજરાત માત ચરણે–હાંરે

ફૂલડાં ખીલી વસંતે, ચઢતાં શ્રીદેવ કંઠે;
એમ પુષ્પ શાં સૃજન હો, ગુજરાત માત ચરણે—૧
ગૂઢ લોગ ગીત ગાતી, સરિ સિન્ધુમાં સમાતી;
ત્યમ ભાવના વહન હો, ગુજરાત માત ચરણે—૨
ઋષિયજ્ઞ યોગ અર્થે, નૃપયજ્ઞ ભોગ અર્થે;
એમ કર્મયજ્ઞ ફળ હો, ગુજરાત માત ચરણે—૩
સરમાં સરોજ ખીલે, વિલાય છે સલીલે;
ખીલ્યાં હૃદય કમળ હો, ગુજરાત માત ચરણે—૪
વા'લાંને સૌથી વા'લી, ફૂલપાંખડી દે માળી;
વા'લું જીવનરતન હો, ગુજરાત માત ચરણે—૫

કેશવ

૪

## ઓ હિંદ દેવભૂમિ !

**ઓ હિંદ !** દેવભૂમિ ! સંતાન સૌ તમારાં
કરીએ મળીને વંદન, સ્વીકારજો અમારાં.
હિંદુ અને મુસલમીન, વિશ્વાસી, પારસી, જિન,
માતા ! સમાન રીતે, સંતાન સૌ તમારાં.
પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી,
સેવા કરે બને તે, સંતાન સૌ તમારાં.

પૂર્વે થયા પ્રતાપી, શ્રીરામ, કૃષ્ણ જેવા,
અકબર, શિવાજી, તેવા, સંતાન સૌ તમારાં.
વાલ્મીકિ, વ્યાસ, નાનક, દાદુ, નઝીર, તુલસી,
તુકા, કબીર, દેવી, સંતાન સૌ તમારાં.
ગોપાળ, કૃષ્ણ, દાદા, કેશવ, તિલંગ, અહમદ,
સિદ્ધાર્થ સાથ રાહુલ, સંતાન સૌ તમારાં.
ગાંધી, તિલક, શૌકત, મહમદઅલી ને નહેરૂ,
લાલાજી, ચિત્તરંજન, સંતાન સૌ તમારાં.
સીતા, અને સુભદ્રા, તારા અને અહલ્યા,
ઝેબુન્નિસા, ને મીરાં, સંતાન સૌ તમારાં.
ચાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર,
એ પ્રાર્થના કરે આ સંતાન સૌ તમારાં.

કાન્ત

૫

## કાગારાણા

અમે કાળાને કામણગાળા કે કરીએ કા....કા....કા
અમે ગાતા બહુ રાગ રસાળા કે „ „
અમે ચોંપીને ચાલીએ બંદા કે „ „
અમે છેતરીને છોડીએ ફૂંદા કે „ „

અમે સંપી સંગાથ વસનારા કે ,, ,,
અમે ભેળા મળી જમનારા કે ,, ,,
અમે છોટા અક્કલમંદ મોટા કે ,, ,,
અમે કૂદીએ હો છૂટ લંગોટા કે ,, ,,
અમે રજ કેરૂં ગજ કરનારા કે ,, ,,
અમે રોજરોજ મોજ ભરનારા કે ,, ,,
અમે જાગીએ જગતથી વ્હેલા કે ,, ,,
અમે ખેલવે સરવથી પહેલા કે ,, ,,
અમે ચટચટ ચણીએ દાણા કે ,, ,,
અમે કહેવાઇએ કાગારાણા કે ,, ,,

૬

## પોપટ

પોપટ ! પંખી ચતુર સુજાણ,
પઢો પોપટજી ! શ્રી ભગવાન.

મીઠા મધ તમ બોલો ગમે,
એવા નહિ શું શીખવો મને ?

બાળક બોલે મીઠા બોલ,
તે સઘળાં પોપટને તોલ.

પઢોજી પોપટ ! શ્રી ભગવાન,
પોપટ પંખી ! ચતુર સુજાણ.

૭

## મોર

આ જુઓને મોરલો છે ઝાડે,
કેવો બેસી ઉપર બૂમો પાડે.
તે ટેહુક ટેહુક બોલે છે,
તેની ડોક તો કેવી ડોલે છે.
એને માથે તો ફુમતું ફરકે છે,
રૂડું રૂપ રૂપાળું ચળકે છે.
પચરંગી છે પીંછાં અંગે,
ડીલ દેખો તો વાદળી રંગે.
કેવો કળા કરી તે નાચે છે,
દેખી દેખીને દિલડું રાચે છે.

શાંતિનાથ

૮

## ઝાડ

આ ઝાડ કેવું છે? ફૂલ આપે એવું છે,
એ ફૂલ કેવું છે? દેવને ચઢે એવું છે.
એ દેવ કેવા છે? વિદ્યા આપે એવા છે.
એ વિદ્યા કેવી છે? સુખ આપે એવી છે.

૯

## દેવ

એક હતા દેવ, તેમને એવી ટેવ,
જે કોઈ તેમને જાપે, તેને માગ્યું આપે.
મેં તે દેવને જાપ્યા, તેમણે હાથ બે આપ્યા,
હાથ વડે કરૂં કામ, દેવને કરૂં પ્રણામ.
દેવે આંખો દીધી, જોઉં સઉને તેનાથી,
દેવે દીધા કાન, સાંભળું તેથી જ્ઞાન.
દેવે દીધા પગ, તેનાથી ભરૂં ડગ,
દેવે નાક દીધું, શ્વાસ લઉં ફૂલ સુંઘું.
દેવે દીધી વાણી, બોલું પ્રીતિ આણી,
દેવને પગે લાગી, વાણીથી લઉં માગી.
સારી બુદ્ધિ દેજો, મારી સાથે રે'જો.

૧૦

## ગાય

આ ગાય કેવી છે? દૂધ આપે એવી છે.
એ દૂધ કેવું છે? દહીં થાય તેવું છે.
એ દહીં કેવું છે? માખણ થાય તેવું છે.
એ માખણ કેવું છે? ઘી થાય તેવું છે.

એ ઘી કેવું છે? લાડુ થાય તેવું છે.
એ લાડુ કેવા છે? બ્રાહ્મણ જમે એવા છે.
એ બ્રાહ્મણ કેવા છે? જોષ જુએ એવા છે.
એ જોષ કેવા છે? **સ્વરાજ** મળે એવા છે.

૧૧

## અજબ જેવી વાત છે

મારે નાની આંખ, એ જોતી કાંક કાંક
એ તે કેવી અજબ જેવી વાત છે.
મારે નાક નાનું, એ સુંઘે ફૂલ મઝાનું—એતે
મારે નાના હાથ, એ તાળી પાડે સાથ—એતે
આંગળી મારી લપટી, તેથી વગાડું ચપટી—એતે
પગ મારે નાના, એ ચાલે છાના માના—એતે
મારે નાના કાન, એ સાંભળે દઈ ધ્યાન—એતે
મારૂં નાનું ગળું, એ ખાય ગળ્યું ગળ્યું—એતે
નાનું મોઢું મારૂં, એ બોલે સારૂં સારૂં—એતે
રામ રામ રામ

૧૨

## સાચના સિપાઇ

અમે સાચના સિપાઇ,
અમે સાચના સિપાઈ,

સાચ અમારી તરવારો ને,
સાચની બાંધી સવાઈ—અમે
સાચ અમારા લડવૈયા,
તે લડશે સાચ લડાઇ —અમે
સૂણો અમારાં બ્યુગલ વાગે,
સાચની હાક છવાઇ —અમે
જુઓ અમારી ધજા ફરફરે,
સાચની લહેરો વાઈ —અમે
જામે સાચનું લશ્કર સઘળે,
આવો તમે ભાઈ—અમે

નાનાલાલ

૧૩

## ભાઇબેન

ટપાલી તો ટપાલ લાવ્યો,
બાપાજીનો કાગળ આવ્યો;
કાગળમાં લખી છે વાત,
કાલે આવીશ જોજો વાટ.
બાપા ક્યારે આવશે ?
ખાવાનું શું લાવશે ?
રમવા કાજે રમકડાં,
ભાઇ બેન છે લઢકણાં.

ભાઈ લઢીશ ના મારી સાથ,
સંપી જંપી રમશું સાથ;
અર્ધે અર્ધે ભાગે લઈશું,
ખાવાનું લઈશું ને દઈશું.

રતીલાલ

૧૪

## શાળા

શાળા અમારી તીર્થભૂમિ, જ્ઞાનગંગા ત્યાં વહે;
શિક્ષાગુરૂ ત્યાં દેવ છે, ત્યાં શારદાનો ધ્યેય છે.
સંગીત નીતિ ગેય છે, અભ્યાસ ભક્તિમાં રહેઃ—શાળા
શાળા અમારી ફૂલવાડી, ત્યાં સુવાસ સુશીલતા;
આનંદ ગમ્મત ખેલ નાના, સંગને ઓપાવતાઃ—શાળા
શાળા અમારી રાજધાની, શારદા રાણીતણી;
વહાલાં અમે બાળો, અમોને નીરખી રાજી ઘણીઃ—શાળા
આ યજ્ઞદેવી યત્નની છે, રંગભૂમિ ઉમંગની,
જયવંત ક્ષેત્ર નિપૂર્ણની, સર્વસ્વ સૌ ઉરમાં બનીઃ—શાળા
શાળા અમારૂં સ્વર્ગ છે, નિશાળ નંદનવન છે;
ત્યાં દેવનાં દર્શન છે, દેવીગિરા સુપ્રસન્ન છેઃ—શાળા

વિઠ્ઠલરાય

  

૧૫

## રખવાળ

અમે તો હિંદ તણાં રખવાળ
  અમે સૌ સાચાં હિંદી બાળ—અમે તો

હિંદ અમારી જન્મભૂમિને,
  હિંદ અમારો દેશ;
હિંદ અમારી માત અમારો,
  વિમળો હિંદી વેશ—અમે તો

હિંદી સઘળાં હિંદી રહીશું,
  ભરી એકતા ભાવ;
સંકટ સઘળાં પડયાં સહીશું,
  સહીશું પડતા ઘાવ—અમે તો

સાચાં થઈને શૂર ધરીશું,
  પીશું અમૃત નીર;
હિંદ કાજ સઘળું ખરચીશું,
  હૈયા કેરૂં હીર—અમે તો

મંગળદાસ

## ૧૬

## મોહનજી

ગોકુળમાં ગૌધેન ચારી મોહનજી !
ચોરીને દહીં દૂધ ખાધાં હોજી—ગોકુળમાં

માર્યો તૃણાવર્ત પાપી મોહનજી !
માશી તે પૂતના મારી હોજી—ગોકુળમાં

કંસ–ચાણુરના કાળ કહેવાયા !
પાલક પાંડવ કેરા હોજી—ગોકુળમાં

ગોપ–ગોપીઓના વ્હાલા મોહનજી !
વૃન્દાવનના વાસી હોજી—ગોકુળમાં

દ્વારામતીને સ્થાપી મોહનજી !
જાદવનાં કુળને તાર્યાં હોજી—ગોકુળમાં
ભકતતણા પ્રતિપાળ મોહનજી !
જુગ જુગના દેવાધિ હોજી—ગોકુળમાં

ચંદ્રશંકર

## ૧૭

## જય બજરંગ

વાગ્યાં અમૃત ચોઘડિયાં,
ને જાગ્યા, પોઢયા પ્રાણ;

જાગ્યાં, ગિરિકન્દર ભેદી,
હો સિંહણનાં સંતાન;
ઘટઘટમાં ભર મર્દાની,
ઉછળંતી ગેબી ગંગ;
હો સ્વતંત્રતાના સેનાની !
સૌ બોલો જય બજરંગ.

એ વજ્રકછોટો ધરીએ,
ને તરીએ સિન્ધુ અનન્ત;
ભડ ભીષ્મતણાં બ્રહ્મચર્યે,
જગ વરીએ કીર્ત્તિ જ્વલન્ત;
જીતી દિલદાનવ તોફાની,
નિજ ઉજ્જવલ કરીએ અંગ;
હો સ્વતંત્રતાના સેનાની !
સૌ બોલો જય બજરંગ.

જે જુવાન જોધ ઝીલન્તા,
પૂર શક્તિ ધોધ પ્રચન્ડ;
તે સ્વાર્પણથી જયવંતા,
ને સ્વતંત્ર ખંડેખંડ.
હો સ્વતંત્ર–નાવ–સુકાની !
થઈ સદૈવ મર્દેજંગ;

ભૂમિ—ભવરણના સેનાની,
સૌ બોલો જય બજરંગ.

કેશવ

૧૮

## હમારા દેશ હિન્દુસ્તાન

હમારે જાનસે પ્યારા, હમારા દેશ હિન્દુસ્તાન,
સકલ બ્રહ્માંડસે ન્યારા, હમારા દેશ હિન્દુસ્તાન.

હિમાલયસમ બડે ગિરિરાજ સ્પર્ધા સ્વર્ગસે કરતે,
ગંગા સિંધુ યમુનાદિ નદિયાં દે રહી મધુપાન.—૧

મહાસાગર સદા જીસકે ચરનકો પ્રેમસે ધોતે,
અમેરિકા બ્રિટન આદિ સભીકો દે રહા અન્નદાન.—૨

મહાત્મા કૃષ્ણ અરૂ શંકર મહાજ્ઞાની હુવે જહાંમે,
ઉન્હીંકે પુન્ય ચરણોંસે પુનિત યહી દિવ્ય હિન્દુસ્તાન.—૩

હમારે રકત સ્નાયુમેં ભરા હૈ શૌર્ય ભારતકા,
બને કર્તવ્ય અનુરાગી ન્યોછાવર કરદે અપની જાન.—૪

મુસલમીન પારસી ક્રિશ્ચિયન, અરૂ શીખ હિંદુ સબ હિંદવાન,
સભીકો પોષતા પ્યારા હમારા દેશ હિન્દુસ્તાન.—૫

૧૯

## આવકાર

ધન્ય ભાગ્ય અમારાં, આજ પધાર્યાં મોંઘેરા મેમાન
હ્રુદયથી આજ કરીએ, સ્નેહતણાં સન્માન–ધન્ય૦

કુંકુંમ પગલાં પુનિત પનોતાં, પુનિત કરે આ સ્થાન
તમ દર્શનથી છે અમ હૈયાં, હર્ષ વિષે ગુલતાન–ધન્ય૦

સજ્જનનો સંગ છે અતિ દુર્લભ, શાં કરીએ ગુણગાન
પારસમણી સમ આપ પધાર્યાં, સ્વીકારો સન્માન–ધન્ય૦

૨૦

## સન્માન

અંતરનાં સન્માન, અમારાં અંતરનાં સન્માન
અમ જીવનને ક્ષણ ક્ષણ વ્હેણે
ધરત નયન મન ધ્યાન—અમારાં

વિશ્વ વિકસતી લીલા નવલી,
પ્રાણ તણાં ત્યાં તાન—અમારાં

સુંદર વચને અમૃત નજરે,
વિલસે લઘુ સંતાન—અમારાં

ઝીલજે વત્સલ ! શિશુજન વંદન
મુગ્ધ હૃદય ફૂલદાન—અમારાં

દેશાળજી

૨૧

## વિદાય

કરજો કૃપા પુનઃ મેંમાનો (૨)
માનસસરના રાજહંસ સઉ,
દેજો દર્શન દાનોઃ—કરજો
આજ અમારા દેવ દયા કરી આવ્યા,
જ્ઞાનસરોનાં નિર્મળ નીરનો,
લીધો અનુપમ લ્હાવોઃ—કરજો
ભાવ ભરી ના આવડી સેવા, કર્યાં નહિ ગુણગાન
સુજ્ઞજનોને યોગ્ય અમોએ,
દીધાં નથી સન્માનોઃ—કરજો

૨૨

## પ્રણામ

પ્રણામ આ સ્વીકારજો
રજા ખુશીથી આપજો,
ક્ષમા ભૂલોની યાચીએ
પ્રસન્ન દેખી રાચીએ.

ગુજરાતના પ્રતિષ્ઠિત વિદ્વાનો અને વર્તમાન પત્રોએ એકે અવાજે વખાણેલું. કેળવણીખાતાએ ઇનામ લાયબ્રેરી તરીકે મંજુર કરેલું પુસ્તક

## ✱ સંવાદ—સંચય ✱

દશ આના

આ પુસ્તકમાં શાળાઓના મેળાવડા, જાહેર સમેલ વગેરે પ્રસંગોએ ભજવી શકાય તેવા સુંદર સંવાદો છે.

---

કન્યાશાળાઓની બાળાઓ માટે

## બાળિકાગીત

એક આનો

કન્યાઓ માટે આ પુસ્તક ઘણુંજ સુંદર છે. તેમાં સુંદર પ્રાર્થનાઓ, પદાર્થ, પ્રાણીઓ વગેરેને લગતાં ગીતો તેમજ ગરબા, રાસ, આવકાર અને વિદાયગીરીનાં ગીતો પણ આપેલાં છે. કેળવણી ખાતાએ ઇનામ માટે મંજુર કરેલું છે

આ સિવાય અમારાં નીચેનાં બીજાં બાળોપ- પુસ્તકો પણ મળશે.

અમદાવાદની ભુગોળ, ગુજરાત પ્રાંતની ભૂગોળ, ઇલાકો, વાર્તાનો સંગ્રહ.

પૂછો—ગોકળદાસ કુબેરદાસ મહે
ઢાલની પોળ, અમદા
ખડાયતા બુકડીપો રીચીરોડ, અમદા

---

છપાવી પ્રસિદ્ધ કરનાર—ગોકળદાસ કુબેરદાસ મહેતા
ઢાલની પોળ—અમદાવા
મુદ્રક—રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદી
સ્થાન—સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ, ઉમરેઠ. (જી. ખેડા